# દશનામ

⊖ સરક્યુલર


વર્ષ : ૦૩

●

અંક : ૩૩
વિશેષાંક : ૦૫

●

એપ્રિલ ૨૦૨૫

●



તંત્રી
**લલિતપુરી રામપુરી ગોસ્વામી**
મો. 9898 550 833

●

E-mail
dashnamcircular@gmail.com


●


પ્રકાશન અને સંકલન
લલિતપુરી આર. ગોસ્વામી
જામજોધપુર / સુરત.

●

ડિઝાઈન
**જી.પબ્લીકેશન્સ**
સુરત.

●

પ્રાપ્તિ સ્થાન


 **વોટ્સએપ ગ્રુપ** JOIN

 **ટેલિગ્રામ** ચેનલ JOIN

 **ગુગલ** ડ્રાઈવ CLICK

 INTERNET Archive ગુજરાતી **ઓડિયો** સાથે. CLICK

## તંત્રીલેખ...

# સમેટવાની શક્તિ...

સમેટવું એટલે સંકેલી લેવું, વિસ્તારને સંકીર્ણ કરી લેવો, ઘર તરફ પાછા વળવાની તૈયારી કરવી. આ દુનિયામાં આવીને એને જ પોતાનું ઘર માની લેવાની ભૂલ કરી છે. અહીં જ પ્રવૃત્તિ અને સંબંધોનો વિસ્તાર કર્યો છે. એને સમેટી લેવું એ જ સમેટવાની શક્તિ છે.

આ સૃષ્ટિ તો આપણા માટે રંગમંચ છે, એને ઘર માની લેવાથી બધી ગરબડ, અવ્યવસ્થા, ઝઘડા અને અશાંતિ સર્જાયા છે આથી હવે બધું સમેટી લેવાની આવશ્યકતા છે. એક જન્મમાં કરેલો વિસ્તાર બીજા જન્મમાં સાથે આવતો નથી અને કઈ ઘડી આપણી અંતિમ ઘડી હશે તે આપણને ખબર જ નથી તેથી પણ સમેટવા માંડવું આવશ્યક છે.

જે જન્મે છે એનું મૃત્યુ નિશ્ચિત છે. જે જન્મ્યું તે જાય. આથી જ હવે દેહ અને દેહને કારણે રચાયેલા સર્વ સંબંધો, આકર્ષણો, ઈન્દ્રિયોનાં રસક્ષેત્રો અને પ્રલોભનોમાંથી મનને પાછું વાળી લેવાની કોશિશ કરીએ.

ગીતાના ઉપદેશ મુજબની નષ્ટોમોહા સ્થિતિ પ્રાપ્ત કરી શકાશે. મૃત્યુનું સ્વાગત સ્વસ્થતાથી અને શાંતિથી કરી શકાશે. જીવનનું લક્ષ્ય હંમેશા યાદ રહેશે અને તેથી જીવન સાર્થક બનશે.

- લલિતપુરી આર. ગોસ્વામી

## ... અનુક્રમણિકા ...



# દશનામ
સરક્યુલર

## યશસ્વી ગાથા વિશેષાંક - ૧

ૐ નમો નારાયણ,

દશનામ પરિવારજનો તેમજ વાચક મિત્રો,

આપ સૌને જણાવતા આનંદ થાય છે કે દશનામ ગોસ્વામી સમાજના પ્રસિદ્ધ ઈ-મેગેઝિન **''દશનામ સરક્યુલર''** દ્વારા શ્રી દશનામ ગોસ્વામી યુવક પ્રગતિ મંડળ સુરતના પાયાના પથ્થર સમાન નિ:સ્વાર્થ ભાવે સમાજ સેવા કરતા સક્રિય કાર્યકરો તેમજ સભ્યોનો જીવન પરિચય આપતો વિશેષાંક **''યશસ્વી ગાથા વિશેષાંક-૧''** પ્રકાશિત થવા જઈ રહ્યો છે. દરેક વિશેષાંકને આપ સૌના તરફથી ખૂબજ આવકાર મળે છે, તે બદલ આપ સૌ વાચક મિત્રો તેમજ જ્ઞાતિજનોનો ખૂબ ખૂબ ધન્યવાદ. આ અંક વિશે આપના અભિપ્રાય જરૂર મોકલશો.

આપણાં ગોસ્વામી સમાજના **સમાજ સેવકો, કથાકાર, ડૉક્ટર, શિક્ષક, ભજનિક, મહિલા મંડળ, ખેલાડીઓ, સંતો-મહંતો, ચેતન સમાધિઓ, શૂરવીરો, કલાકારો, વગેરે મહાનુભાવોના જીવન પરિચય** સહિતના વિવિધ સાહિત્યિક વિશેષાંકો બનાવવામાં આવી રહ્યા છે. આપ કોઈપણ ક્ષેત્રમાં વૈવિધ્ય સભર કાર્ય કરતા હોવ તો સંપર્ક કરવા વિનંતી.

**''દશનામ સરક્યુલર'' ઈ-મેગેઝિનનું કોઈ લવાજમ કે ફી લેવામાં આવતી નથી, તદ્દન નિ:શૂલ્ક ઓનલાઈન પ્રકાશિત કરવામાં આવે છે.** આપને નિયમિત અંક મળતો રહે તે માટે આ મેગેઝિનમાં આપેલ લિંક દ્વારા આપ ડાઉનલોડ કરી શકો છો. ધન્યવાદ.

**''યશસ્વી ગાથા વિશેષાંક''માં આપના દ્વારા ધંધાકીય શુભેચ્છા, વડીલોને શ્રધ્ધાંજલિ, ફેમિલી ફોટાઓ, સંસ્થાકીય, મંડળ કે આશ્રમ દ્વારા શુભેચ્છા સંદેશ મોકલી આ સેવાકાર્યમાં આપનો સહયોગ પ્રદાન કરી શકો છો... શુભેચ્છા સંદેશ માટે તંત્રીશ્રી/સહતંત્રીશ્રીનો સંપર્ક કરો.**

**ૐ નમો નારાયણ.**

તંત્રીશ્રી
**લલિતપુરી રામપુરી ગોસ્વામી**
(M.: 98985 50833)

સહતંત્રીશ્રી
**રમેશપુરી ઉમેદપુરી ગોસ્વામી** "સારથિ"
(M.: 99878 22505)

e-mail : dashnamcircular@gmail.com

સાચી
શાંતિ...

# આપણે **ભગવાન** પાસે **ભૌતિક** સુખ-સુવિધાઓ **નહીં** પણ **આત્મવિશ્વાસ, ખુશી** અને **જ્ઞાન** માગવું જોઈએ.





પિતામ્બરપુરી આર. ગોસ્વામી
સુરત

સ્વામી વિવેકાનંદના આવા ઘણા પ્રસંગો છે જે આપણને જીવનમાં સાચો રસ્તો પસંદ કરવામાં મદદ કરે છે. સ્વામી વિવેકાનંદે તેમના શરૂઆતના જીવનમાં ઘણી મુશ્કેલીઓનો સામનો કર્યો હતો, તેમ છતાં તેમણે સાચી ભક્તિનું પાલન કરવાનું અને તેમના આધ્યાત્મિક ધ્યેય તરફ આગળ વધવાનું ચાલુ રાખ્યું.

સ્વામી વિવેકાનંદનું બાળપણનું નામ નરેન્દ્ર હતું. નરેન્દ્રનું બાળપણ મુશ્કેલીઓથી ભરેલું હતું. પિતાના મૃત્યુ પછી પરિવારની આર્થિક સ્થિતિ સારી નહોતી. તેની માતાએ કોઈક રીતે ઘર ચલાવવાનો પ્રયાસ કર્યો, પરંતુ ક્યારેક ખાવાની વ્યવસ્થા કરવી પણ મુશ્કેલ બની ગઈ. બાળ નરેન્દ્રને ઘણી વાર ભૂખ્યા રહેવું પડતું.

તે તેની માતાને કહીને ઘરની બહાર નીકળતો કે તેને ખાવા માટે બીજે ક્યાંક જવું પડશે, પરંતુ વાસ્તવમાં તે ખાલી પેટે શેરીઓમાં ફરતો.

જ્યારે વિવેકાનંદને પરમહંસજીનો સાથ મળ્યો.

મુશ્કેલ પરિસ્થિતિઓમાં પણ, વિવેકાનંદનું મન આધ્યાત્મિકતા તરફ ઝુકાવતું હતું. તેઓ શ્રી રામકૃષ્ણ પરમહંસના સાનિધ્યમાં આવ્યા હતા. કોઈએ પરમહંસ જીને કહ્યું કે વિવેકાનંદ ઘણા દિવસોથી ભૂખ્યા હતા. પછી પરમહંસજીએ તેમને મહાકાળીની મૂર્તિ પાસે જઈને ભોજન માંગવાની સલાહ આપી. તેમણે કહ્યું, નરેન્દ્ર, તારા પર મહાકાળીનો આશીર્વાદ છે. જાઓ અને તેમની પાસે ખાવાનું માગો. તે તારી માતા છે, તે ચોક્કસ તારા ખાવાની વ્યવસ્થા કરશે.

પરમહંસજીની સલાહનું પાલન કરીને જ્યારે વિવેકાનંદ મહાકાળીની મૂર્તિ પાસે પહોંચ્યા, ત્યારે તેમને ખાવાનું માગવાનું વિચાર્યું, પરંતુ મૂર્તિ સામે ઉભા થતાંની સાથે જ તેમના અંદર એક ઊંડી લાગણી જાગી.

તેને સમજાયું કે જ્યારે માતા પોતે તેની સામે છે અને શાંતિ અને સુખ પ્રદાન કરી રહી છે, તો પછી તે ખાવા જેવી તુચ્છ વસ્તુ શા માટે માગવી જોઈએ.

વિવેકાનંદ માનતા હતા કે જીવનમાં ફક્ત સુખ અને જ્ઞાન જ શોધવું જોઈએ, ભૌતિક સુખ-સુવિધાઓ નહીં. તે કોઈ પણ ભૌતિક વસ્તુની ઇચ્છા રાખ્યા વિના સંપૂર્ણ આનંદમાં ડૂબી ગયા અને પોતાની ભૂખ પણ ભૂલી ગયી.

પછી જ્યારે સ્વામી વિવેકાનંદે પરમહંસજીને આ વાતો કહી, ત્યારે તેઓ ખૂબ જ ભાવુક થઈ ગયા અને કહ્યું કે નરેન્દ્ર, તું સમજી ગયો છો કે જીવનમાં કોની પાસેથી શું માગવું જોઈએ.

**સ્વામી વિવેકાનંદના ઉપદેશો:**

ભગવાન પાસે ભૌતિક સુખ-સુવિધાઓ માગવાને બદલે, વ્યક્તિએ આત્મવિશ્વાસ, ખુશી અને જ્ઞાન માગવું જોઈએ. આપણે આપણી મહેનત દ્વારા સુખ-સુવિધાઓ અને સુખ-સુવિધાઓ મેળવી શકીએ છીએ. સાચી શાંતિ અને સુખ ફક્ત ભગવાનની કૃપાથી જ પ્રાપ્ત થઈ શકે છે.

**સવાર** તો **રોજ** પડે છે, તમે **ક્યારે જાગો** છો એ **મહત્ત્વનું** છે...!

## કૃષ્ણાયણ



# મહાભારત કુરૂક્ષેત્ર યુદ્ધની ૧૮ અક્ષોહિણી સેનાને આજની સંખ્યામાં જાણીએ...



- રમેશપુરી યુ. ગોસ્વામી 'સારથિ'
લાકડિયા, ભચાઉ (કચ્છ)

### અધ્યાય - ૨

કુરુ+ક્ષેત્ર = કુરુક્ષેત્ર અર્થાત કુરુઓનું ક્ષેત્ર. કૌરવો કુરુવંશના હતા. એમના પરથી નામ પડ્યું હતું. ( આજનું હરિયાણા ). કુરુક્ષેત્ર જ્યાં ખેલાયું હતું, ત્યાં આજે પણ ખોદકામ દરમિયાન અવશેષો મળી આવે છે. ઉપરાંત ભારતભરમાં અનેક ઠેકાણે મહાભારત કાળના અવશેષો મળ્યા છે. હસ્તિનાપુર, આજનું દિલ્હી, અહીં વિશાળ વિસ્તારમાં ખંડેરો કાળનો ભોગ બનીને પડ્યાં છે. લાક્ષાગૃહ, શ્રીમદ ભગવદ્ ગીતા કહેવામાં આવી એ



સ્થળ... એમ અનેકો અનેક સ્થળ અનેક સાક્ષ્યો સાથે મૌજુદ છે.

અક્ષોહિણી સંખ્યા. યુદ્ધમાં ૧૮ અક્ષોહિણી સેના વીરગતિ પામી હતી. ૧૮ દિવસ યુદ્ધ ચાલ્યું હતું. આ સંખ્યાને આજનાં પરિપેક્ષમાં સમજીએ. આજે જેમ સેનાઓમાં પદ હોય છે, ટુકડીઓનાં નામ હોય છે એમ એ વખતે પણ સચોટ ગણતરી સાથે નામ પ્રમાણે ટુકડીઓ હતી. કઈ ટુકડીમાં કેટલા હાથી, ઘોડા, પાયદળ સૈનિક હોય એ તમામ રીત હતી. પ્રથા હતી. યોજના હતી. લશ્કરી પ્રથા મુજબ એક પતિમાં એક રથ, એક હાથી, ૩ ઘોડે સવારો, ૫ પાયદળ સૈનિક. આના સેનાપતિને પતિપાલ કહેવામાં આવતો. સેનામુખમાં ૩ રથ, ૩ હાથી, ૯ ઘોડેસવાર, ૧૫ પાયદળ સૈનિક, આ ટુકડીનાં પ્રમુખને સેનામુખી કહેવામાં આવતો. ગુલ્મ નામની યોદ્ધાઓની ટીમમાં ૯ રથ, ૯ હાથી, ૨૭ ઘોડેસવાર, ૪૫ પાયદળ યોદ્ધાઓ, આ ટુકડીનાં સરદારને નાયક કહેવાતો. ગણ નામની યોદ્ધા ટુકડીમાં ૨૭ રથ, ૨૭ હાથી, ૮૧ ઘોડેસવાર, ૧૩૫ પાયદળ સૈનિક. મુખ્ય યોદ્ધાને ગણનાયક કહેવામાં આવતો. વાહિની નામનાં લશ્કરી એકમમાં ૮૧ રથ, ૮૧ હાથી, ૨૪૩ ઘોડેસવાર, ૪૦૫ પાયદળ યોદ્ધાઓ. એકમનાં આગેવાનને વાહિનીપતિ કહેવાતો. પૂતના એકમમાં ૨૪૩ રથ, ૨૪૩ હાથી, ૭૨૯ ઘોડેસવાર, ૧૨૧૫ પાયદળ યોદ્ધાઓ. સરદારને પૂતનાધિપતિ કહેવામાં આવતો. ચમુસેનામાં ૭૨૯ રથ, ૭૨૯ હાથી, ૨૧૮૭ ઘોડેસવાર, ૩૬૪૫ પાયદળ યોદ્ધાઓ. આગેવાનને સેનાપતિ કહેવામાં આવતો. અનિકિની દળમાં ૨૧૮૭ રથ, ૨૧૮૭ હાથી, ૬૫૬૧ ઘોડેસવારો, ૧૦,૯૩૫ પાયદળ યોદ્ધાઓ. સરદારને અનિકાધિપતિનું સંબોધન થતું. અક્ષોહિણીમાં ૨૧૮૭૦ રથ, ૨૧૮૭૦ હાથી, ૬૫,૬૧૦ ઘોડેસવાર યોદ્ધાઓ, ૧,૦૯,૩૫૦ પાયદળ યોદ્ધાઓ. આ સૈન્ય ટુકડીનું સંચાલન કરનાર યોદ્ધાને મહાસેનાપતિનું બિરૂદ મળતું.

હવે સહેજે છે કે એક રથમાં બે વ્યક્તિઓ હોય જ. એક સારથિ અને બીજો યોદ્ધા. એટલે રથ દીઠ બે વ્યક્તિ. હાથીની અંબાડીમાં પણ રથનો નિયમ લાગુ પડે. એક મહાવત અને એક યોદ્ધા. નાના મોટા યુદ્ધો થતાં ત્યારે અન્ય કોઈ ટુકડીઓ નક્કી કરવામાં આવતી. લશ્કરી એકમની ગણતરી અને નામનાં આધારે યુદ્ધની વિશાળતા નક્કી થતી. પતિ, સેનામુખ, ગુલ્મ, ગણને



નાના મોટા ઝગડા ગણવામાં આવતા. પણ એક પૂતનાનું યુધ્દ્ધ થયું કે પાંચ અનીકિનીનું મેદાન ખેલાયું. આવી સંખ્યાના આધારે જ યુધ્દ્ધનું સ્તર નક્કી થતું. પણ મહાભારતનું મહા યુધ્દ્ધ તો ૧૮ અક્ષોહિણી સેના વચ્ચેનું યુધ્દ્ધ હતું. આ ભીષણ, ભયંકર યુધ્દ્ધમાં કેટલા રણવિરો હણાયા હતા? આવો જાણીએ.

ઘોડાઓ રથમાં બે ઘોડાનાં હિસાબે ૨૧,૮૭૦ × ૨ = ૪૩,૭૪૦. ઘોડેસવારમાં ઘોડાઓ ૬૫,૬૧૦ × ૨ = ૧૧,૮૦,૯૮૦. આમ આ યુધ્દ્ધમાં ઓગણીસ લાખ, અડસઠ હજાર, ત્રણસો ઘોડાઓનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. હાથી. ૨૧,૮૭૦ × ૧૮ = ૪૩,૭૪૦. તેતાલીસ હજાર, સાતસો, ચાલીસ હાથીઓનો ઉપયોગ કરવામાં આવ્યો હતો.

યોધ્દ્ધાઓ રથ પર બે વ્યક્તિઓ સવાર હોય. એક યોધ્દ્ધા. એક સારથિ. ૨૧,૮૭૦ × ૨ = ૪૩,૭૪૦ × ૨ = ૪૩,૭૪૦ × ૧૮ = ૭,૮૭,૩૨૦. ઘોડેસવાર યોધ્દ્ધાઓ - ૬૫,૬૧૦ × ૧૮ = ૧૧,૮૦,૯૮૦. પાયદળ યોધ્દ્ધાઓ - ૧,૦૯,૩૫૦ × ૧૮ = ૧૯,૬૮,૩૦૦. ટોટલ યોધ્દ્ધાઓની ગણતરી ઓગણપચાસ લાખ ત્રેવીસ હજાર નવસો વીસ.

આટલા યોધ્દ્ધાઓ કુરુક્ષેત્રના યુધ્દ્ધમાં વીરગતિ પામ્યા હતા. કૌરવ પક્ષે ૧૧ અને પાંડવ પક્ષમાં ૭ અક્ષોહિણી સેના હતી. જેમાં ભારતભરનાં રાજાઓ જોડાયા હતા. બધા વિરગતિ પામ્યા હતા. એ સમયે આટલી મોટી સંખ્યામાં લોકો નાં મૃત્યુ થતાં જનસંખ્યામાં ભારે ઘટાડો આવી ગયો હતો. જેમાંથી ઊભરતાં ખુબ લાંબો સમય લાગ્યો. આજે પણ ભગવાન શ્રી કૃષ્ણના વંશજો છે. કાળક્રમે લોકો પોતાનાં પૂર્વજોને ભુલતા ગયા. યુધ્દ્ધમાં ભગવાન શ્રી કૃષ્ણ, પાંચ પાંડવ, સાત્યકિ, યુયુત્સુ, કૃપાચાર્ય, કૃતવર્મા એમ ૧૮ લોકો બચ્યા હતા. મનુષ્ય અને પશુઓની



વાત કરીએ તો કરોડો જીવ હણાયા હતા... આ જગ્યા પર ખોદકામમાં ભાલા, રથનાં ભગ્ન અવશેષો સહિત અનેક અવશેષો મળી આવ્યા છે. દિલ્હીમાં પાંડવ કિલ્લો આવેલો છે. લાક્ષ્યાગૃહ, સાત કોઠા, પાંડવોએ માંગેલ પાંચ ગામ એમ અનેક સ્થળો આવેલાં છે. ભારતભરમાં મહાભારત કાળનાં સાક્ષ્ય મળી આવે છે. ભગવાન શ્રી કૃષ્ણની સોનાની દ્વારિકા નગરીનાં ભગ્ન અવશેષો દરિયામાં ધરબાયેલા જોવા મળે છે. માર્ગશીર્ષ શુક્લ, ૧૪નાં દિવસે યુદ્ધ શરૂ થયું હતું. આ ભુમિનું વેદોમાં ખુબ મોટું મહાત્મ્ય બતાવ્યું છે. કુરુક્ષેત્રથી પેહવા જવાના માર્ગે આજે જ્યોતિસર નામનું ગામ છે, અહીં પ્રાચીન જ્યોતિસર સરોવર અને વડ છે. અહીં ભગવાન શ્રી કૃષ્ણએ શ્રીમદ ભાગવત ગીતા કહી એ સ્થળ પર આજે મંદિર આવેલું છે. થાણેસ્વર શિવાલયથી પાંચ માઈલ પર આજનાં ખમીર નામના સ્થળ પર અભિમન્યુનો છળકપટથી વધ કરવામાં આવ્યો હતો. ચક્રતીર્થ નામના સ્થળ પર ભીષ્મને હણવા કૃષ્ણએ સુદર્શન ઉપાડ્યું હતું. થાણેસ્વર શિવાલયનાં નૈઋત્યમાં ૧૧ માઈલ પર આજના નાગડુ નામના સ્થળ પર ભીષ્મ પિતામહ મૃત્યુ પામ્યા હતા. ઔજસ ઘાટની દક્ષિણે અસ્થીપુર નામની જગ્યા પર યુદ્ધમાં વીરગતિ પામેલા યોદ્ધાઓનો સામૂહિક અગ્નિસંસ્કાર કરાયો હતો. આ ક્ષેત્રમાં આવેલા બ્રહ્મસર તળાવ આવેલું છે, જ્યાં ભગવાન પરશુરામે સ્નાન કરીને હત્યાનાં પાપમાંથી મુક્તિ મેળવી હતી. રાજા પૂર્વાએ આ સ્થળે ઉર્વશીને ફરી મેળવી હતી. રાજા કુરુ આ સરોવરનાં કિનારે તપ કરતા. અહીં મા પાર્વતીનાં જમણા પગની ઘુંટી પડી હોવાથી શક્તિ પીઠ આવેલું છે. અત્રે અનેક પ્રાચીન આશ્રમ તીર્થ આવેલાં છે.

**શબ્દ બાણ :**

રામાયણ, મહાભારત ધર્મની સાથે સાથે ભારતનો ભવ્ય ઈતિહાસ પણ છે. એપિક છે. આ બંને કાળ પર શોધ સંશોધન થવાં જોઈએ. રામાયણ, મહાભારતનાં અવશેષો, સ્થળને સંરક્ષિત કરવાં જોઇએ તથા વિકસિત કરવું જોઇએ. જરૂરી નથી કે તમામ કામ કેન્દ્ર કે રાજ્ય સરકાર જ કરે. જે તે સ્થળની આસપાસનાં ગ્રામજનો પણ આ બાબતે જાગૃત થઇને સ્થળનો વિકાસ કરી શકે. આવનારી નવી પેઢીને આવાં સ્થળો બતાવવાં જોઈએ. તથા ગ્રંથોનો ઈતિહાસ કહેવો જોઈએ.

**જય શ્રી કૃષ્ણ**

**જે માણસ કુટુંબમાં જ છેતરાઈ જાય એનાથી મોટો કોઈ બુદ્ધિશાળી નથી, અને જે માણસ કુટુંબને છેતરી જાય એનાથી મોટો કોઈ મૂર્ખ નથી...**

**શ્રીમતી...**



# શ્રીમતી એટલે...

બુધ્ધિ બાબતે અનેક બુધ્ધિજીવીઓ, શુષ્ક એવા તર્કશાસ્ત્રીઓ તેમજ ઘણાંય એવા સામાન્યજનોના મન-મસ્તિષ્કમાં એવી મિથ્યાઓ સચવાઈ છે કે સ્ત્રીઓની બુધ્ધિ પાનીએ હોય છે. પરંતુ સદીઓથી ચાલી આવતી આપણી સંસ્કૃતિએ પુરુષોના નામની આગળ શ્રી તેમજ શ્રીમાનનું સંબોધન કર્યું છે, જ્યારે સ્ત્રીઓના નામની પહેલા "શ્રીમતી" નું સંબોધન કર્યું છે.

આ શ્રીમતી શબ્દનું વિચ્છેદન કરીએ એટલે શ્રી અને મતી એવા બે શબ્દો છૂટા પડે છે તેમાં મતી એટલે કે બુધ્ધિ, મગજ, સમજ વગેરે જેવા અનેક અર્થો મતીના થાય છે, તેમજ શ્રી શબ્દનો અર્થ શ્રેષ્ઠ અને શુભ એવો થાય છે. હવે જો સંપૂર્ણ શબ્દનો સાથે અર્થ કરીએ તો શુભ અથવા તો શ્રેષ્ઠ બુધ્ધિ(મતી) એવો થાય.

આપણા પુરાણકારો શાસ્ત્રકારો, સાહિત્યકારો, તેમજ સ્ત્રીત્વની મહત્તા સમજતા એ સર્વજ્ઞો કે જે જ્ઞાન સાથે ભાવોની ભીનાશ પણ ધરાવતા હતા, તેથી તેઓના જ્ઞાન અને અનુભવોની ભરપૂરતાથી તેમણે સ્ત્રીઓની મતીનો અંદાજ લગાવ્યો હશે, અને સ્ત્રી સંબોધનનો એ શબ્દ સૂચવ્યો હશે.

જ્ઞાનમા ભાવવિહોણી શુષ્કતા ધરાવતા, અનેક અલ્પ અને અપૂર્ણ જ્ઞાનીઓ સ્ત્રીઓની બુધ્ધિ બાબતે બીનપાયાદાર બફાટ કરે છે, જે એકદમ અયોગ્ય વર્તાઈ છે. આપણા શાસ્ત્રો, સંસ્કૃતિ અને સમાજે સ્ત્રીત્વ ને શક્તિ સ્વરૂપ કહ્યું છે ને સ્ત્રિતત્વને જળતત્વ સાથે સરખાવ્યું છે જે દરેક સ્થિતિમાં સેટ થઈ શકે છે. તેથી આદિ-અનાદી કાળથી શક્તિ રૂપે પૂજાતી શ્રીમતી એ દરેક સ્ત્રીની મતી(બુધ્ધિ) નિઃશંક સૌથી ઉપર એટલે કે સર્વોચ્ચ અને શ્રેષ્ઠ જ હોય.

ભોજન
સંસ્કાર



# ઢીંચણિયું - ભોજન સંસ્કાર

વાપરવા પાછળ આયુર્વેદિક સમજ પણ છે. એ અનુસાર જો જમતી વખતે ઢીંચણિયું ડાબા પગના ઢીંચણ નીચે રાખવામાં આવે, તો જમણી સૂર્યનાડી શરૂ થાય છે, અને જમણી બાજુ મૂકો તો ચંદ્રનાડી શરૂ થાય છે.

ઘન પદાર્થ જેવા કે દૂધપાક, બાસુંદી, લાડું, અરીહો વગેરે મિસ્ટાન જમવામાં સૂર્યનાડીનો ઉપયોગ થાય છે. આથી ઢીંચણિયું ડાબા પગના ઢીંચણ નીચે રાખવાથી એ બધું પચી જાય છે. અને જો ખાલી દૂધ, દહીં કે પ્રવાહી પીવામાં આવે તો જમણી બાજુ ઢીંચણિયું મૂકી ચદ્રંનાડી શરૂ કરાય છે, જેથી પ્રવાહી હજમ થઈ જાય.

ઢીંચણિયું જ્યારે જમવા બેસીએ ત્યારે ગોઠણ નીચે રાખવામાં આવે છે.

વધારે કહુ... કાંસાની થાળી બાજોટ, જમ્યા પહેલા પિત્તળનો પાણી ભરેલા કરશો સાથે ભોજનની થાળીમા અગ્નિ દેવતા વૈશ્વાનરની જઠરાગ્નિ ઠારવા આહવાન, શ્લોક બોલીને પ્રાર્થના કરીને થાળીને પગે લાગવાની પરંપરા.... અને આ બધાને સાથ આપનાર ગોઠણ નીચે રાખેલું ઢીચણીયુ....

જોકે આ બધી સંસ્કૃતિઓ તો હવે લુપ્ત થતી જાય છે. આ બધા સંયોજનથી જે વ્યક્તિનું વ્યક્તિત્વનુ અદ્દભૂત નિર્માણ થાય છે ને ત્યારે સંસ્કૃતિને આગળ વધારવામાં ખૂબ જ અગત્યનો ભાગ ભજવે છે.

**દશનામ**
**ક્વિઝ-૭**



# દશનામીઓ માટે જરૂરી દશ જાણકારી...

* શકિત પુજન પાઠમાં સાખિયા ગાદી કઈ દિશામાં હોય છે ?
(એ) પૂર્વ દિશામાં (બી) દક્ષિણ દિશામાં (સી) ઉત્તર દિશામાં

* શકિત પુજન પાઠમાં સાખિયા ગાદી કયા ખૂણામાં હોય છે ?
(એ) અગ્નિ ખૂણામાં (બી) નૈઋત્ય ખૂણામાં (સી) ઈશાન ખૂણામાં

* શકિત પુજન પાઠમાં વીર ગાદી કયા ખૂણામાં હોય છે?
(એ) અગ્નિ ખૂણામાં (બી) નૈઋત્ય ખૂણામાં (સી) ઈશાન ખૂણામાં

* શ્રી સોમનાથ જયોતિર્લિંગ કયાં આવેલ છે ?
(એ) દક્ષિણ ગુજરાતમાં (બી) ઉત્તર ગુજરાતમાં (સી) સૌરાષ્ટ્રમાં

* શ્રી મલ્લિકાર્જુન જયોતિર્લિંગ કયાં આવેલ છે ?
(એ) મહારાષ્ટ્રમાં (બી) આંઘ્રપ્રદેશમાં (સી) મધ્યપ્રદેશમાં

* શ્રી મલ્લિકાર્જુન જયોતિર્લિંગ કઈ નદીના કિનારે આવેલ છે ?
(એ) ગોદાવરી નદીને કિનારે
(બી) ગંગા નદીને કિનારે
(સી) ક્રિષ્ના નદીને કિનારે

* શ્રી મલ્લિકાર્જુન જયોતિર્લિંગ કયા પર્વત પર આવેલ છે ?
(એ) શૈલ પર્વત પર (બી) માંધાતા પર્વત પર (સી) હિમાલયમાં

* શ્રી મહાકાલેશ્વર જયોતિર્લિંગ કયાં આવેલ છે?
(એ) મહારાષ્ટ્ર (બી) મધ્યપ્રદેશ
(સી) રાજસ્થાન

* શ્રી મહાકાલેશ્વર જયોતિર્લિંગ કયા શહેરમાં આવેલ છે?
(એ) દ્વારકામાં (બી) પુનામાં
(સી) ઉજ્જૈનમાં

* જયોતિર્લિંગ કેટલી છે ?
(એ) ૧૦ (બી) ૧૨ (સી) ૮

**સ્વાસ્થ્ય**
જાળવણી





ડૉ. નંદિની એસ. ગોસાઈ
જામનગર

# સારું આરોગ્ય જાળવવા શું કરવું?

- ખાંડ બંધ કરીને દેશી ગોળ
- આયોડીન નમક બંધ કરીને સિંધવ મીઠું
- મેંદો બંધ કરીને જવ, બાજરી, મકાઇ
- રિફાઈન્ડ તેલ બંધ કરીને ઘાણીનું તેલ
- ભેંસનું દૂધ બંધ કરીને દેશી ગાયનું દૂધ
- ફ્રીઝનું પાણી બંધ કરીને માટલાનું પાણી
- વિલાયતી દવા બંધ કરીને દેશી દવા કે આયુર્વેદ અપનાવીએ
- ઘરની અંદર ભરાઈ રહેવા કરતાં કુદરતના ખોળે રહો
- હોટલનું ખાવાનું બંધ કરીને ઘરનું સાત્વિક ભોજન
- રાત્રે વહેલા સુઇ ને સવારે વહેલા ઉઠો
- ઠંડાપીણાં પીવાનું બંધ કરો લીંબુ શરબત કે ઓરીજીનલ ફળોના રસ

**આ નિયમોનું પાલન કરશો તો કોઈપણ રોગ આપની પાસે આવતાં સો વાર વિચાર કરશે .**

**બોધ**
કથા



# નફરત એક જ ક્ષણમાં પ્રેમમાં પલટાય છે...

મંથનપુરી એલ. ગોસ્વામી
સુરત



જયારે કોઈની મદદ કે માર્ગદર્શનથી નથી જોઈ શકતા એ જોતા અને સમજતા થશું ત્યારે આપણી નફરત પ્રેમમાં પલટાતા બિલકુલ વાર નહીં લાગે.

એક ભાઈ પોતાની સાથે બે – ત્રણ નાનાં બાળકોને લઈને ટ્રેનમાં ચડ્યા. એક ડબ્બામાં થોડી જગ્યા જોઈ એટલે સામાન ઉપર રાખીને બારી પાસે કંઈક વિચારતા વિચારતા એ ભાઈ બેસી ગયા. ટ્રેન ચાલુ થઈ અને સાથે સાથે પેલા બાળકોના તોફાન પણ ચાલુ થયા. જેમ જેમ સમય પસાર થતો ગયો તેમ તેમ તોફાન વધતાં ગયાં.

પેલા ભાઈ તોફાન કરી રહેલાં બાળકોને કંઈ જ કહેતા નહોતા આથી બાળકો વધુ ધમાચકડી મચાવતાં હતાં. થોડીવાર પછી તો એ બીજા મુસાફરોના સામાનમાં હાથનાખીને ફંફોસવા માંડ્યા અને આખો ડબો માથે લીધો.

ડબાના અન્ય મુસાફરોથી હવે સહન કરવું મુશ્કેલ હતું એટલે બધાએ પેલા શૂન્યમનસ્ક થઈને બેઠેલા ભાઈને ઢંઢોળીને કહ્યું, " ભાઈ આ તમારાં બાળકો કેવા તોફાન કરે છે. તમે એને અટકાવતા કેમ નથી ? "

બાળકો સહેજ દૂર ગયા એટલે પેલા ભાઈએ મુસાફરોને ધીમેથી કહ્યું, "એ બાળકોના તોફાન બદલ હું આપની માફી માંગું છું અને હું એમને એટલા માટે નથી અટકાવતો કારણ કે આ તોફાન અને સુખ એના જીવનમાં બહુ ટૂંકા ગાળાનું છે. આ બાળકોની મા મૃત્યુ પામી છે અને હું એમને સાથે લઈને ડેડબોડી લેવા જાઉં છું. હવે તમે જ કહો આ બાળકોને હું કેવી રીતે ચુપ કરાવું?"

તમામ મુસાફરોની આંખ ભીની થઈ ગઈ. જે બાળકોને એ નફરત કરતા હતા એ જ બાળકોને બીજી જ ક્ષણે વ્હાલ કરતા થઈ ગયા. કોઈએ ચૉકલેટ આપી, કોઈએ બિસ્કિટ આપ્યા તો વળી કોઈએ બહારથી આઇસક્રીમ પણ લઈ આપ્યો. કોઈએ બાળકોને પોતાના ખોળામાં બેસાડ્યા , કોઈએ માથા પર હાથ ફેરવ્યો તો કોઇએ કપાળમાં ચૂમી આપી. સત્ય જાણ્યા પછી તમામ મુસાફરોનો ગુસ્સો ન જાણે ક્યાં જતો રહ્યો !

**જીવનમાં સુખ હોઈ કે દુઃખ તેને સમજતા અને તેમાંથી આંનદ લેતા શીખી જશું તો જીવનની દરેક પળ સુખમય બની જશે.**

## હાસ્ય

કણિકાઓ

દર્શનપુરી ડી. ગોસ્વામી
સુરત



- ચંગુ: ભારતીય પરિવારમાં એકબીજા પ્રત્યે પ્રેમ બહુ હોય છે નહીં?

  માંગુ: હા, બિલકુલ હોય છે, જોને એક બીમાર વતજું તો આખું ઘર તેની સાથે ખિચડી અને ફળ ખાવા લાગે છે!

• • •

- મહિલા: ડોક્ટર સાહેબ તમે વજન ઘટાડવા દવા આપી હતી તેનાથી તો મોઢામાં છાલા પડી ગયા.

  ડોક્ટર: ચાંદા પડશે એટલે જ તો વજન ઘટશે!

• • •

- દર્દી: હું રોજ 50 રૂપિયાની દવા લઈ રહ્યો છું, પણ કંઈ ફાયદો નથી થતો.

  ડોક્ટર: હવેથી તું 40 રૂપિયાવાળી દવા લઈ જા, જેનાથી તને 10 રૂપિયાનો ફાયદો થશે.

• • •

- ભૂરો કારમાં પેટ્રોલ પુરાવવા ગયો..

  પંપવાળાને કીધુ

  દિલ્હીમાં "આપ"ની જેટલી સીટ આવી એટલા લિટર નાખી દો.!

  પંપવાળો વધારે દોઢડાહ્યો નીકળ્યો ભૂરાને કહે સાહેબ..

  મીટરમાં "કોંગ્રેસ" ચેક કરી લો..!

• • •

- ભૂરો: ઘરમાં એકતા તો છે જ...

  હું પાણી પીવા ઊભો થાઉં ત્યારે જ બધાય ને તરસ લાગે...

  "લેતો એલા... પાણી એક ગ્લાસ ભરતો આવજે તો.."

• • •

- એક મરઘી એ હંસ સાથે લગ્ન કરી લીધા.

  મરઘો: અમે મરી ગયા તા?

  મરઘી: ના... મારે તો તારી સાથે જ લગ્ન કરવા હતા...

  પણ પપ્પાની ઈચ્છા હતી કે છોકરો નેવીમાં હોય...

• • •

- ડોક્ટરઃ તમને કોઇ બિમારી નથી, બસ આરામની જરૂર છે.

  મહિલાઃ પરંતુ તમે મારી જીભ તો જોઇ જ નહીં...?

  ડોક્ટરઃ તેને પણ આરામની જરૂર છે...!

• • •

- ચંગુ: આજકાળના બાળકોને ગરમી લાગે તો તેમના મમ્મી-પપ્પા તેમણે, સિમલા, કુલુ ફરવા લઈ જાય છે.

  મંગુ: હા, ભાઈ અને આપણાં સમયમાં તો તરત જ ટકો કરવી દેતા હતા!

• • •

**હેલ્થ**
ટીપ્સ



# ડાયેટિંગ કરવા છતાં વજન ઘટતું નથી ?



ડૉ. સાગરગીરી આર. ગોસાઈ
જામનગર

તમે ડાયેટ ફોલો કરવાની શરૂઆત કરો છો ત્યારે તમારું વજન તબક્કાવાર ઘટે એ જરૂરી છે. પહેલા મહિનામાં બે-ત્રણ કિલો અને એ પછી ધીરે ધીરે મહિને સરેરાશ અડધાથી દોઢ કિલો જેટલું વજન ઊતરે એ સ્વીકાર્ય છે. ઘણી વખત એકસાથે વધુ વજન ઉતારવાના પ્રયત્નમાં શરીર પર વિપરીત અસર થાય છે. વળી, આ રીતે થોડા મહિના સુધી જ વજન ઊતરે છે.

વજન ઘટાડવાની પ્રક્રિયા સાથે ઘણાં પરિબળ ભાગ ભજવે છે. મેદસ્વીતા (ઓબેસિટી) વારસામાં મળી હોય તો તમે વજન ઘટાડી તો શકો, પરંતુ આદર્શ વજન ન પણ મેળવી શકો, કારણ કે કોઈ વ્યક્તિ પોતાનું વજન ઉતારવાનો પ્રયત્ન કરે ત્યારે એનું શરીર ભૂખને ઍડ્જસ્ટ કે કન્ટ્રોલ કરવા મથે છે. જો કે આનુવંશિક વલણને કારણે એક તબક્કા પછી તમારું વજન ઘટી શકતું નથી.

થોડા થોડા સમયે વજન ઊતરવું જ જોઈએ એવો મોહ છોડીને સ્વાસ્થ્ય જળવાઈ રહે એનું ધ્યાન રાખો.

અલબત્ત, વજન હવે ઊતરતું નથી એવું માનીને ડાયેટ ફોલો કરવાનું બંધ કરશો તો પાછું વજન વધી જશે.

**ચિત્ર**
સંદેશ

# સમૂહકાર્ય



# TEAMWORK

## ધન્યવાદ

# આભાર

ૐ નમો નારાયણ,

અત્યંત આનંદની લાગણી સાથે આ **'દશનામ સરક્યુલર'** ઈ-મેગેઝીનનો **એપ્રિલ–૨૦૨૫**નો **૩૩મો** અંક આપની સમક્ષ રજૂ કરીએ છીએ. આપના સહકાર બદલ આપ સર્વે જ્ઞાતિબંધુઓ, વાચક મિત્રો, લેખક બંધુઓ સર્વેનો દિલથી આભાર વ્યકત કરૂં છું...

મને આશા છે કે આ અંક પણ આપને જરૂર ગમશે અને ઉપયોગી થશે. અગર આપ એવું ઈચ્છતા હો કે આ અંક આપણા સમાજના દરેક પરિવાર, સભ્ય સુધી પહોંચે, તો આપ આપના સગા-સ્નેહીજનો-મિત્રોના ગ્રુપમાં પણ જરૂર શેર કરજો.

**'દશનામ સરક્યુલર'** ઈ-મેગેઝીનમાં સંકલિત કરેલી કેટલીક ઉપયોગી માહિતી સોશિયલ મિડીયાના માધ્યમથી આપણા સમાજની દરેક વ્યકિત, પરિવાર સુધી પહોંચે અને ઉપયોગી થાય એવો અમારો આ નમ્ર પ્રયાસ છે. આ ઈ-મેગેઝિનનો અંક દર અંગ્રેજી મહિનાના પ્રથમ સપ્તાહમાં પ્રસિદ્ધ થાય છે.

'દશનામ સરક્યુલર' ઈ-મેગેઝીનને હજુ પણ શ્રેષ્ઠતમ બનાવવા આપના સૂચનો આવકાર્ય છે.

આ અંક માટે આપનો અભિપ્રાય અમને **વોટ્સએપ, ટેલિગ્રામ** અથવા **ઈ–મેલ** પર જરૂર મોકલશો, આપનો અભિપ્રાય અમારો ઉત્સાહ વધારશે.

'દશનામ સરક્યુલર' ઈ-મેગેઝીનના આગળના દરેક અંક આપ અમારી **ટેલિગ્રામ ચેનલ, વોટ્સએપ ગ્રુપ, ગુગલ ડ્રાઈવ** તેમજ **ઈન્ટરનેટ આરકાઈવ** પરથી દરેક અંક વિનામુલ્યે પ્રાપ્ત કરી શકો છો. જેની લિંક આ અંકમાં આપેલી છે.

**'દશનામ સરક્યુલર' ઈ–મેગેઝીનના અંકો સમાજના લાખો લોકો સુધી પહોંચે છે. દરેકના અભિપ્રાય, સૂચનો પણ મળે છે. આપનો ખૂબ ખૂબ ધન્યવાદ.**

આપના આશીર્વાદ અને સાથ સહકાર મળતા રહે એવી અપેક્ષા સહ...
**ૐ નમો નારાયણ...**

- લલિતપુરી આર. ગોસ્વામી




# દશનામ

## સરક્યુલર

# માસિક ગુજરાતી ઈ-મેગેઝિન

દર મહિને અંક પ્રાપ્ત કરવા માટે

 **વોટ્સએપ ગ્રુપ** **JOIN** 

 **ટેલિગ્રામ ચેનલ** **JOIN** 

 **ગુગલ ડ્રાઈવ** **CLICK** 

 **INTERNET** Archive
ગુજરાતી **ઓડિયો** સાથે. **CLICK** 

# શત્ શત્ નમન

અમારામાં સંસ્કારો અને આવડતોનું સિંચન કરનાર
અમારાં માતા-પિતાને...

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ।।

**પૂ. પિતાશ્રી રામપુરી નારણપુરી ગોસ્વામી • પૂ. માતુશ્રી જમનાબેન રામપુરી ગોસ્વામી**



રબારીકા - જામજોધપુર / સુરત.